પછી એમને ખાંસી થઈ અને એમણે ખૂણામાં થૂંક્યું. પછી મારા મોઢા સાથે મોઢું ઘસવા લાગ્યા. મારું કાળજુ ધબકવા લાગ્યું. તો ય હું એમને એમ બેસી રહી. ત્યારે એ બોલ્યા: 'બહુ શરમાય છે કંઈ?' અને મને જોરથી એમણે દબાવી. એમની કોણીનાં હાડકાં મારાં પાંસળામાં દબાયા અને મને દુખ્યું, મારાથી બોલાઈ જવાયું: 'ઓ!' ત્યારે એમણે કહ્યું: 'બરાબર છે.' મેં કહ્યું.: 'મને ઊંઘી જવા દો સીધી સવારે તો વહેલાં જવું પડશે મારે.' ત્યારે એ બોલ્યા: 'બરાબર છે. લાવ દીવો હોલવી નાખું.' પછી એ દીવો હોલાવવા ઊઠ્યા. મારું શરીર સહેજ દુખતું હતું એટલે હું ખાટલામાં આડી પડી. એમણે દીવો એકદમ હોલવી ના નાખ્યો, એમણે બીજી સિગારેટ કાઢી, અને દીવાની જોતમાં ધરીને સળગાવી, પછી મોઢામાં હોઠ વચ્ચે ઝાલી, અને બે ય હાથ કેડે દઈ દીવા સામું તાકતાં તાકતાં ઊભા રહી એમણે પાંચ સાત દમ લીધા. બીડેલા હોઠના એક ખૂણામાંથી ધૂમાડા નીકળતા હતા. એમની કરોડ સહેજ વાંકી વળેલી દેખાઈ. એમનાં મોટાં પાંસળાં થોડાં થોડાં દેખાતાં હતાં. એ થૂંક ગળતા ત્યારે ગળાનો હૈડિયો ઊંચો નીચો જરાજરા થતો હતો. સૂપડા જેવી મૂછો હોઠ પર લટકતી હતી.

પછી એમણે હાથની ઝાપટ મારી દીવો હોલવી નાખ્યો અને બધું અંધારું અંધારું થઈ ગયું. તે ખાટલામાં કેણી ગમ આવીને બેઠા તેની મને ખબર ન પડી. હું માથે હાથ નાખી સૂતી હતી. ત્યાં એમનું મોઢું કોઈ દિશામાંથી આવ્યું અને મારા ગાલ પર એમના દાંત ભિડાયા. મારાથી જરાક ચીસ પડાઈ ગઈ. હું એક તરફની ઈસને વળગી સૂઈ રહી હતી. એમનો હાથ મને ખેંચતો લાગ્યો. તોય હું ફરી નહિ એટલે એમણે જોરથી મને ખેંચી તોય મેં ઝાલેલી ઈસ મેલી નહિ, પછી એમણે ખૂબ જોરથી એક આંચકો માર્યો અને મારા હાથ ઈસથી છૂટી ગયા, અને એ બોલ્યા: 'આમ ફર ને, ખોલકી!'

●